તેના સગાં સ્નેહીઓનું મન બદલાશે અને ફરીથી હળીમળીને ચાલશે એમ હું ધારતો હતો. તેની મા વારે વારે કાગળ લખતી તે પરથી જણાતું હતું કે મને પુષ્કળ પૈસા મળ્યા તેથી તેનું મન મારા તરફ વળ્યું હતું. પોતાનાં માતાપિતાની પડોશમાં જઈ રહેવાનું સાંભળ્યાથી તે ખુશી થઈ અને તે હશી એ જોઈ મને અત્યાનંદ વ્યાપી રહ્યો. સ્વાભાવિક રીતેજ હું ભોળામનનો હતો તેથી મારા મનમાં આશા પ્રદીપ્ત થઈ. મેં એમ ધાર્યું કે ઈશ્વર કરશે તો હવે વળી ફરીથી સુખી થઈશું, મારી લ્યુસિ તેની તનદુરસ્તી તથા મનની શાન્તિ પાછી મેળવશે, મને ઈશ્વરેછાથી વળી ફરીથી એને પુત્ર પ્રાપ્તિ થશે.

ગામડામાં રહેવા જવાના ઘરનું ખત કરવામાં મેં બીલકુલ વખત ખોયો નહીં. શહેરમાંના સારા ભભકાદાર ઘરનો ખરીદદાર મને તુરતજ મળી આવ્યો. પણ મારી ઊંધી મતિએ મારાપર અમલ કર્યો. મારા ઘરનો વિમો નવેસરથી કરાવવાનું મેં મુલતવી રાખ્યું. ઘર સ્વાધીન કરી દેવાના ફક્ત આઠ દિવસ બાકી હતા ત્યારે મધ્ય રાત્રે મારા ચાકરની કોટડીમાંથી લાય લાગી, અને ગમે તેટલી મદદ કરી તે છતાં પણ સઘળુ ઘર બળીને ભસ્મ થઈ ગયું. મેં મારી બયરીને બહાર આણી, તે મુર્છિત થએલાં હતી. એક સારી જગોએ એની મૂકીને હું એક પોટલી ખોળવા ગયો. કારણ કે એની અંદર ગામડામાં ઘર લેવાનું હતું તેના પૈસાનાં નોટ હતાં. પણ કાંતો આ પોટલી કોઈ ચોર માણસ ઘરમાં પેશીને લેઈ ગયો કે તે બળી ગઈ તે કાંઈ હું નિશ્ચય કરી શકતો નથી. દુનિયામાં મારા જેવો દુઃખી ભાગ્યેજ જોવામાં આવ્યો હશે. અને ખરૂં પૂછો તો તે સઘળું દુઃખ મારી મૂર્ખાઇને લીધેજ પડયું છે.



## प्रकरण ८ मुं.

### લાંબા વખતથી ઘર કરી રહેલી કટેવને અટકાવવાને કરેલા સર્વ પ્રયત્ન મિથ્યાજ છે.

મારી સ્રીને બેભાન થઇગયેલી હું મૂકીને આવ્યો હતો. તેથી

તરતજ હું તેની પાસે ગયો અને પાણિ વિગેરે છાંટીને ભાનમાં આણવા લાગ્યો. આશરે બે કલાક સૂધી આવી ગડમથલ કરી ત્યારે તેને ભાન આવ્યું. ભાન આવ્યું પણ તે બાવરી બની ગઈ હતી. પોતાની આસપાસ શું બનેછે તેનું પણ ભાન નહોતું, તથા વિચારમાંને વિચારમાં એટલી તો શૂન્યમૂન્ય થઈ ગઈ હતી કે એકે શબ્દ બોલતી નહોતી. મારા અંદર જેટલી શક્તિ હતી તે સઘળી વાપરી હું એને શાન્ત કરવા મંડ્યો. આપણા સઘળાં નોટ જતાં રહ્યાં તે મેં તેને આ વખતે જણાવ્યું નહોતું. કારણ કે જો એમ મેં કર્યું હોત તો ફરીથી એ બેભાન થાત. શુદ્ધિમાં આવ્યા પછી મેં એને ઘણીજ ધીરજ આપી ત્યારે કાંઈક ભાગાતૂટા શબ્દો બોલવા મંડી. મારૂં સઘળું ઘર બળી ગયું હતું તેથી ત્યાં રહી શકું એમ નહોતું. મારે રાત્ર ક્યાં ગાળવી તથા નવી ગોઠવણ થતા સૂધી ક્યાં રહેવું તેનો હું વિચાર કરતો હતો, તેટ ા ાં મી. નન મને ખોળતા ખોળતા આવ્યા અને અમને બન્નેને ધીરજ આપી પોતાને ત્યાં લેઈ ગયા. વળી મારા મનમાં આ વખતે ઉપકારવૃત્તિ ઉત્પન્ન થઈ અગર જો કે પ્રથમ જે વખતે અમને છૂટા કર્યા ત્યારે કાંઈપણ ગાઢી ઓળખાણ વગરજ કર્યા હતા, પણ આ વખતે જે એમણે સાહ્ય કરી તે ફક્ત મિત્રતાના હકમાંજ. આવો નિસ્સ્વાર્થી મિત્ર મને મળ્યો એ જોઈ મને એકરીતે આનંદ થયો.

અમે સર્વ મી. નનને ત્યાં ગયાં. ઘરસંબંધી કાંઈપણ વાત ન કહાડતાં જે જે વિષયોથી લ્યુસિને ચેન પડે તેવા વિષયો ઉકેલવા મંડ્યા. આથી લ્યુસિનું દુઃખ ઘણે ભાગે ઓછું થયું હોય એમ જણાયું. મિસિસ નન પણ લ્યુસિને માટે ઘણી કાળજી રાખવા મંડ્યાં. જ્યાં સૂધી અમારા ઘર સંબંધી કાંઈ નક્કી ન થાય ત્યાં સૂધી મારે મિ. નનને ત્યાં રહેવાની જરૂર પડી. મારૂં ઘર તથા નોટ બળી ગયાં હતાં તેથી હું તરતજ ગામડામાં ઘર લેઈ શકુ તેમ નહોતું, કારણ કે ઘર વેચ્યાથી જે પૈસા આવવાના હતા તે પૈસા પણ હવે મળે તેમ નહોતું. ફક્ત જમીન બાકી રહી હતી. તેના જે પૈસા મળે તેમાંથી તથા થોડાક લોકોમાં ધીર્યાં હતા તેમાંથીજ મારે મારૂં ગુજરાન ચલાવવાનું હતું. એક ઘડીમાં હું આવો દુઃખીયારો થઈ ગયો એ મને ઘણું

લાગ્યું, થોડાક કલાકપર હું મોટો શેઠીઓ હતો તે મારી મુલતવા રાખવાની ટેવને લીધેજ ગરીબ સ્થિતિમાં પાછો આવી પડ્યો. અરે મેં વિમો ઉતરાવવાનું મુલતવી ન રાખ્યું હોત તો મારી આવી સ્થિતિ થાત! કદી નહીં. પરંતુ ઈશ્વરેચ્છા બલીયસી એમ ધારીનેજ મન વાળવું પડેછે. કારણ કે ગઈ વસ્તુ તે ગઈજ. તે કાંઈ પાછી આવવાની નથી, તેમજ થયું તે થયું, કાંઈ ન થવાનું નથી.

જ્યારે હું મી. નનને ત્યાં હતો ત્યારે લ્યુસિને એને ઘેરથી બોલાવવા આવ્યું. અને અગર જો કે પ્રથમની માફકજ તેઓનું મન મારા તરફથી ઉંચું થયું હતું તોપણ આ વખતે તેઓને મારી દયા આવવા લાગી. પણ તેઓએ ફક્ત લ્યુસિનેજ લેઈ જવાનું કહ્યું અને મને એકલો અત્રે મૂકવાનું કહ્યું. લ્યુસિનું શરીર ગમે તેટલું હઠી ગયું હતું તોપણ તેણે આવી દરખાસ્તને ધિક્કારી કાઢી તથા તેઓને જણાવ્યું કે "જો તમે હવે પછીથી મને કોઇપણ દિવસ આવું કહેશો તો હું તમારૂં મોં પણ જોવાની નથી. મેં એમને મારૂં તન, મન તથા ધન સર્વે અર્પણ કર્યુંછે, તે હવે કાંઈ ન કર્યું થવાનું નથી, જ્યાં એમનું થુંક પડશે ત્યાં મારૂં લોહી પડશે, હું ફક્ત એમના સુખનીજ સાથી બનવાની નથી પરન્તુ દુઃખમાં પણ ભાગ લેઇશ. ગમે તે પ્રકારે એમનું મન ખુશી રાખવાને હું પ્રયત્ન કરીશ, અને જેમ બને તેમ એમને સુખ મળે તેમ કરવાનું મારૂં સૌથી પહેલામાં પહેલું કામ છે. માટે તમે ગમે તેટલું કહો, સમજાવો કે બરબડો પણ તે સઘળું ધૂળપર લીપણની માફક થશે. જ્યારે ખરા દુઃખના વખતે હું એમને તજીને જતી રહું ત્યારે સ્ત્રી જે રણદ્વીપ સરખી ગણાયછે તે શેની કહેવાય. માટે એ બાબત મૂકી દેઇને બીજી જે બાબત વિષે તમારે વાત કરવી હોય તે કરશો." એની મા વિગેરે એ એને ઘણી ઘણી પ્રકારે મને છોડવાનું સમજાવ્યું, એણે જે જે કહ્યું તેના સામા દાખલાદલીલો આપ્યાં; પણ લ્યુસિ દ્રોણાચલની માફક દૃઢજ રહી. અગર જો કે તેની તનદુરસ્તિ દિવસે દિવસે બગડતી જતી હતી તોપણ એના સગાંઓએ જે જે લાલચો બતાવી તેમોની કોઈથી પણ એનું મન ન લલચાતાં એ દૃઢજ રહી તેથી જાણે એનું સર્વ દુઃખ જતું રહ્યું હોય

અને એના મનપરથી હજારો મણનો બોજો ઉપાડી લીધો હોય, તેવી રીતે એનું મન હલકુ તથા નિર્મળ થઈ ગયું, અને પ્રીતિનું ઝરણ ઘણા જોસથી વહેવા લાગ્યું. એણે તો આખરે ઘણીજ દ્રઢતાથી ત્યાં જવાની નાપાડી. એની માને ઘણું ખોટું લાગ્યું તોપણ તેણે તેની દરકાર કરી નહોતી. કારણ કે તે મને સર્વથી ઘણોજ વહાલો ગણતી હતી. જ્યારે એની મા વિગેરે કાંઈ બીજા કામમાં ગૂંથાયાં હતાં ત્યારે હું એને એકાંતમાં મળ્યો તથા કહેવા લાગ્યો કે "આપણે અમેરિકામાં ગયાં તે પહેલાં જેમ તું થોડાક દિવસ ત્યારે ત્યાં ગાળી આવી હતી તેવી રીતે થોડાક દિવસ ગાળવાને માટે તું જા. આપણી પાસેના પૈસા (મનમાં ગભરાતી નહી કારણ કે ઈશ્વરેચ્છા આગળ કોઈનું કાંઈ ચાલતું નથી) સઘળા થઈ રહ્યાછે તેથી તારી માની પડોશમાં હાલમાં રહેવા જઇએ તેમ નથી. તેમજ તારૂં શરીર પણ હઠતું જાયછે અને આપણે બન્નેને બીજાને ત્યાં રહેવું પડેછે. આથી આપણને દુપટ લાભ થશે. એક તો તેં તારાં માતાપિતાનું મન રાખી આજ્ઞા ન લોપી તેમ કહેવાશે, અને બીજુ મારે મારા એકલાની ફિકર રહી તેથી ગમે ત્યાં માથુ મારી મારૂં ઠેકાણું પાડી દઈશ, ઘર સંબંધી નક્કી કરીશ, અને તરતજ તને પાછી બોલાવી લઇશ. માટે સૌથી સારામાં સારો અને સરળમાં સરળ રસ્તો તો એજછે કે તારે થોડાક દિવસ તારી માને ત્યાં રહી આવવું." આ ભલામણથી તેણે પોતાને ત્યાં જવાનો ઠરાવ કર્યો અને જ્યારે તેની મા આવી ત્યારે પેરે પેરે ત્યાં જવાનું ઠરાવ્યું, પણ એવી સરતથી કે એની મરજી પડે ત્યારે અત્રે પાછી આવે. બે ચાર દિવસ લન્ડનમાં રહી તેઓ સર્વ લ્યુસિને લઇને ગયાં.

મારે હવે મારા પરસંબંધી સર્વ ગોઠવણ કરવાની હતી. મી. નનને ત્યાં અગર જો કે હું ભારે પડું તેમ નહોતું તોપણ વધારે દિવસ ત્યાં રહેવું મને પસંદ નહોતું. માટે બનતી ત્વરાથી ઘરથાર વેચી દેવાનું મેં કર્યું. આને માટે એક ખરીદદાર મને મળી આવ્યો અને ખત કરીને મેં ઘરથાર એને મેં વેચી દીધી. આના પૈસા ઘણા નહોતા આવ્યા પણ સાધારણ રીતે ઠીક હતા. આ પૈસામાંથી ખર્ચી મેં એક ઘર ભાડે રાખ્યું અને મિ. નન તથા મિસિસ નનની રજા લઇ-

ને હું ત્યાં રહેવા ગયો. કાંઈપણ બરોબર નક્કી થયા વિના - લ્યુસિને બોલાવવાનું મેં ઠીક ધાર્યું નહિ. મારા મનમાં હતું કે કોઈપણ ધંધે વળગી એમાં માર્ગે પડીશ એટલે એને બોલાવીશ. હું અત્રે એકલો હતો અને તે પ્રમાણે ખર્ચ ચલાવી શકું તેમજ હતું. વારે વારે હું મિ.નનને ત્યાં મળવા જતો. અને એને મત પણ પૂછતો કે મારે હવે કિયે ધંધે વળગવું. મિ નને મને કોઈએક ખાતામાં નોકર રહેવાની ભલામણ કરી હતી અને તેમ થાય તો મારી પણ હા હતી. તેથી મી.નન હમેશાં મારે માટે પ્રયત્નમાં રહેતા.

દરેક સ્થિતિના માણસોને મિત્રો આવી મળેછે. ફિલાડેલ્ફિયામાં મને જેવા મિત્રો મળ્યા હતા તેથી કાંઈ સારા મિત્રો મારે અત્રે પણ થયા. તેઓ મારી પાસે સાંજ સવાર આવતા અને અમે સર્વે ગમત કરતા. આ મિત્રો કાંઈપણ ધંધે વળગેલા હતા. અને તેમાંથી ફુરસદ મળતી ત્યારે મારે ત્યાં સઘળા એકઠા થતા. જ્યારથી મારી પાસે મારા સગાની મિલકત આવી હતી ત્યારથીજ મેં અલફાઉ ખર્ચ કાઢી નાંખ્યું હતું, સઘળી તરેહના વ્યસનથી દૂર રહ્યો હતો, અને દુરાચારિ પણ થયો નથી. આને લીધે આસ્થિતિમાં મને ઘણોજ ફાયદો થયો અગર જોકે મારા મિત્રોમાંના કેટલાક મિતાહારથી વ્યસન કરતા તોપણ મારી પ્રકૃતિ જાણી રહેલા તેથી મારે ત્યાં તે સબંધી નામ પણ લેતા નહિ. અને આટલા માટેજ મારી પાસે જુજ રકમ હતી તો પણ મારૂં કામ સારી રીતે નભી શકતું. મારા પ્રથમના મિત્રો આ વખતે મારાથી બદલાઈ ગયા નહોતા. તેઓ પણ મારે ત્યાં વખતો વખત આવતા મને મારી સ્થિતિમાં આમ ફેરફાર થઈ ગયો તેને માટે મારી તરફ અનુકંપાથી જોતા, અને મારૂં કોઈ પણ તરેહથી હિત થાય તે જોવામાં હરનિશ મંડ્યા રહેતા. તેમજ ઘણીવાર એ લોકો મને એમને ત્યાં ભોજન કરવાનું કહેતા. આથી મારૂં દુઃખ ઘણા ભાગે ઓછું થઈ ગયેલું મને માલૂમ પડતું હતું,

મી. નને મારે માટે એક સારી નોકરી ખોળી કાઢી હતી. નોકરી ખુશ્કીખાતામાં હતી. તેના ઉપરી તરફ મી. નને જબરી ભલામણ કરી હતી; અને તેથી તેણે મને આપવાને માટે કબૂલ કર્યું

હતું. આ જગો ઘણી સારી તથા વગર મહેનતની હતી અને પગાર પણ માન ભરેલો હતો. મી. નને મારી પાસે અરજી લખાવી અને તે અરજી જાતે લેઈ જઈ તે ખાતાના વડાને આપી, અને પોતાની સાથેજ હુકમ લેતા આવ્યા. આ હુકમ વાંચી મને અત્યંત હર્ષ થયો. તથા હવે હું તથા લ્યુસિ બન્ને સાથે ફરીથી સુખ શાન્તિમાં રહીશું એમ ધારીને મારૂં મન ઘણું પ્રફુલ્લિત થયું. પરન્તુ તરતજ પાછો ઉદાશ થઈ ગયો કારણ કે મને સાંભરી આવ્યું કે હવે મારે નિયમિત થવું પડશે, અને પારકાની તાબેદારી ઉઠાવવાને મારૂં મન ઘણુંજ રીઢું કરવું પડશે, બીજાની આજીજી, વખાણ તથા સ્તુતિ કરવી પડશે. કારણ કે પારકી નોકરી કરવી તે મગજમાં મગરૂરી રાખ્યાથી થતી નથી. આવી સ્થિતિમાં 'કોઇની તમા ન રાખે' એવા પુરૂષ ઘણા ખત્તા ખાયછે, તથા ઘણાં સંકટ ભોગવેછે. મારે માથે આવું કામ આવી પડ્યું તેથી હું મનમાં ઘણો ખીજ થયો; પણ એકે ધંધે વળગ્યા વગર મારો છૂટકો થાય તેમ નહોતું. માટે મનથી નિશ્ચય કર્યો કે આ બ્હાને પણ મારાથી મારી કટેવ છોડાશે અને તેથી મને ઘણો ફાયદો થશે. આમ ધારીને મન વાળ્યું.

લ્યુસિને તરતજ બોલાવવી કે નહીં તેને માટે મેં મનમાં થોડી ઘણી ગડભાંગ કરી. પણ પાછળથી એમજ નક્કી કર્યું કે લ્યુસિને તો અત્રે બોલાવવીજ. અને મારે એને પુરતું સુખ આપવું; તથા અત્રેના ડાક્તર વિગેરેને બતાવી ગમે તેમ કરીને એ પાછી હતી તેવી તનદુરસ્ત થાય તેવું કરવું. આ પછી મેં એને નિચે પ્રમાણે કાગળ લખ્યો:—

"મારી પ્રિય લ્યુસિ—

થોડા વખતપર આવેલો તારો માયાળુ પત્ર મેં વાંચ્યોછે. પ્રિયા પ્રીતિની તો રીતિજ ન્યારી છે. જેઓએ પ્રીતિનું ખરૂં સુખ અનુભવ્યું છે તેજ પ્રીતિ તે શું ચીજ છે તે જાણેછે. અગર જો કે મેં મારે હાથેજ તને ત્યાં જવાની રજા આપી હતી પરંતુ હમેશાં મારી ગતિ અત્રે શી થતી હતી તેતો ઈશ્વરજ જાણેછે. એમ ન ધારતી કે હું તને ભૂલી ગયો હતો. તારી સુંદર, પવિત્ર, માયાળુ અને હર્ષદાતા

મૂર્તિ મારા આગળ હમેશાં ફર્યાજ કરેછે અને જ્યારે જ્યારે તું મને સાંભરી આવેછે ત્યારે ત્યારે મારી આંખમાંથી આંસુ પડ્યા વગર રેહેતાં નથી. તારા ગયા પછી થોડાજ દિવસમાં મેં તને બોલાવી લીધી હોત, પણ પૈસા સંબંધી હરકતને લીધે તારા જેવી સુજ્ઞ સ્ત્રીને મારાથી દૂર રેહેવાની જરૂર પાડી. હું કબુલ કરૂંછું કે તારા જેવાં પતિનું સુખજ ઇચ્છનારી સ્ત્રીને જેટલું સુખ આપવું જોઇએ તેટલું સુખ હું તને એકે દિવસ આપી શક્યો નથી તેને મારે મારા મનમાં ઘણુંએ લાગેછે. પણ ઇશ્વર કરશે તો હવે હું તને સુખી કરવામાં બીલકુલે પાછો નહીં પડું. અગર જો કે મેંતો તને લગારે સુખ આપ્યું નથી તોપણ સર્વ પ્રકારે મારૂં મન સુખી તથા ખુશી રાખવામાં જેટલી મહેનત તેં લીધીછે તેટલી મહેનત,મને તો એમજ લાગે છે કે બીજું કોઈપણ કોઇને માટે લેતું નહીં હોય. પ્રિયા તું મનમાં એમ ન ધારતી કે તારી કરેલી સર્વ મહેનત છૂટી પડી. તેં તારૂં કર્તવ્ય પુરેપુરૂં બજાવ્યું છે તેથી તારે તો લગારે હરકત નથી. સર્વ વાતે હુંજ જવાબદાર છું. પ્રિયા તું લખેછે કે 'અગર જો કે મારાં માતપિતાં મારાપર સંપૂર્ણ હેત બતાવવામાં કાંઇપણ ખામી નથી રાખતાં તોપણ મારૂં મન હમેશાં તમારાને તમારાજ વિચારોમાં તલ્લીન રેહેછે. તમે શું કરતા હશો, તમારી સ્થિતિ કેવી હશે તથા તમારા જીવને ત્યાં સુખ હશે કે નહીં તે વિશે મનમાં વિચારોજ આવ્યા કરેછે!' આ તારૂં લખવું અક્ષરક્ષઃ સત્ય માનુંછું. કારણ કે મારી તરફ તારૂં મન કેવું છે તે મેં આટલા વર્ષમાં બરોબર જાણી લીધું છે. પણ હવે તારે એવા વિચારોનો અન્ત લાવવાનો, તેમજ મારી સાથે સુખશાન્તિમાં રેહેવાનો, વખત આવ્યોછે. આપણા સુખ દુઃખના સાથી મી. નનની ભલામણથી મને ખુસ્કી ખાતામાં સારી જગો મળી છે, મેં તેનો ચાર્જ પણ લીધોછે, અને હમેશાં નિયમસર કામ કરવા પણ જાઉંછું. આ જગો ઘણી મહેનતની નથી, તેમજ જે કામ કરવાનું છે તે કામથી હું માહિતગાર થઈ ગયોછું. એ ખાતાનો વડો મારાપર બહુ મહેરબાની રાખે છે તેથી મને બીજી કોઈ પણ રીતે હરકત પડે તેમ નથી. અર્થાત્ પૈસા સબંધી સર્વ વાતે

મને હાલ સુખ થયુંછે, અને આ સુખ પુરૂં કરવાને હવે આ કાગળ દેખત વુરત તારે અત્રે આવવું. પ્રિયા તારા આવવાથી તારો વિયોગી પતિ કેટલો હર્ષિત થશે તે હું તનેજ વિચાર કરવા સોંપુંછું. માટે અતી ત્વરાથી તારે અત્રે આવવું.

હું છું.
હમેશાં તારૂં સુખ ઇચ્છનારો
તારો વિયોગી પતિ
એસિલ લૉવે.

આવી રીતનો મેં લ્યુસિને એક કાગળ લખ્યો. આ કાગળ વાંચીનેજ એણે તરત આવવાની તૈયારી કરવા માંડી. અને બીજે દિવસે ત્યાંથી ઉપડીને મારી પાસે આવી. અમે બન્ને મળ્યાં તે વખતે બન્નેની આંખમાંથી હર્ષનાં આંસુ ટપકવા લાગ્યાં તથા દશ મિનિટ સુધીતો એમાંથી એકે બોલી ન શક્યાં. આખરે હું બોલ્યો અને એના પિતાને ત્યાં શું શું બન્યું તે સઘળાનો હેવાલ પૂછ્યો. આ હેવાલ તેણે ઘણા પિડિત અવાજે કહ્યો અને કહ્યું કે "અગર જો કે મારી માનું મન તમારા તરફ તદન વળી ગયુંછે પણ મારા પિતાના મનમાં તો ઘણોજ થોડો ફેરફાર થયો છે. પ્રથમ જેવો મત એ આપતા તેવોજ મત હાલમાં પણ આપે છે. દરરોજ એકવાર પણ તમારે માટે કાંઇને કાંઈ વાત નિકળેજ અને તેમાં તમારા વિષે એ એવા મત આપતા તેથી મને ઘેર રહેવું તલભાર પણ પસંદ નહોતું. અને આટલાજ માટે વારંવાર હું તમને મારા કાગળોમાં બોલાવી લેવાની ભલામણ કરતી. મારે એટલું તો કહેવુંજ જોઇએ કે તમારે માટે એ એવું બોલતા પણ મારાપર એમનો સમ્પૂર્ણ પ્યાર છે અને તેથી એક રીતે મારા મનને શાન્તિ વળતી. ઇશ્વર કરશે તો ફરીથી એમને એમના વિચાર ફેરવવા પડશે. કારણ કે હવે આપણે મુલતવી રાખવાથી બહુ ખત્તા ખાધા છે તેથી આ નવી નોકરીમાં તમે તમારૂં કામ મન દેઇને કરશોજ, અને આપણી ગએલી શાખ પાછી મેળવશોજ."

આ સાંભળીને મેં એકવાર નિસાસો નાંખ્યો, અને લ્યુસિને કહ્યું કે મારાથી બનતા પ્રયત્ને હું તેમનો મત મારા તરફ ફેરવાવીશ;

નિયમિત થવાનો પ્રયત્ન કરીશ તથા મારા ઉપરીની મહેરબાની એવીતો સારી સંપાદન કરીશ કે મારે કોઈ પણ વાતે હરકત પડશે નહિ.

આ પ્રમાણે વાત કરીને મેં એનું મન સંતોષ્યું. હવે હમેશ એનું મન ખુશી રહે એમ મેં કરવા માંડ્યું. એની તનદુરસ્તી સારી રહે તેને માટે ડાક્તરની સલાહ લીધી, તથા મેં તે માટે ઔષધ ચાલતું કર્યું. મારો પગાર સારો હતો તેથી તેમાંથી ઘરમાંનું ખર્ચ ચાલતું તથા દરમાસે કાંઈક બચતું પણ ખરૂં. આ પૈસા મેં સઘળા એકઠા કર્યા હતા. કોઈ પણ તરેહનું આડું અવળું ખર્ચ ન કરતાં જોઈતુંજ ખર્ચ કરતો.

જ્યારે પ્રથમ મારી નિમણોક થઈ ત્યારે મિ. નને મને ઘણી રીતે શિખામણ આપી હતી. હું એમનું નામ ન બોળું તેને માટે મને ઘણો ચેતાવ્યો હતો, તથા કાંઈપણ કામમાં **મુલતવી ન રાખવું** એમ મને એમણે જણાવ્યું હતું. એમની સઘળી શિખામણ મેં ધ્યાનમાં રાખી હતી અને તે પ્રમાણે ચાલવાનો મેં પ્રયત્ન કરવા માંડ્યો હતો. અગર જો કે ઘણા વર્ષની રીઢી થઈ ગએલી કટેવને જીતવું એ ઘણું કઠણ કામ હતું તોપણ મારીસ્ત્રી, મિ. નન તથા મારા ભલાને માટે મેં મારી કટેવ જીતવાનો પ્રયત્ન કરવા માંડ્યો. આ વખતે મારે મારી સઘળી કાળજી તથા સાવચેતી વાપરવી પડી; કારણ એમ કર્યા વગર હું ફતેહમંદ નિવડું એ બનેજ નહિ, તેથી હું ખૂબ મહેનત કરવા મંડ્યો. ફરીથી એક વાર મેં નિયમિત પણાને માટે શાખપાડી અને મારા ઉપરીની મહેરબાની મેળવી. જ્યારે મને માલૂમ પડ્યું કે મારૂં માન લોકોમાં સારૂં થયુંછે તથા મારી અક્કલ હોંશીઆરીનાં વખાણ બહાર થાયછે ત્યારે પાછો હું ધીમે ધીમે મારી મૂળ કટેવ પર આવતો ગયો. લ્યુસિનું શરીર આ વખતે ધીમે ધીમે સુધરતું ચાલ્યું હતું અને જો હું મારી સારી સ્થિતિમાં બીજું એક વર્ષ રહ્યો હોત તો એનું શરીર પ્રથમ હતું તેવું થાત; પરન્તુ મારે બીજાં કેટલાંક ખાસ કારણો વચ્ચે આવી પડ્યાં તેથી હું મારી મૂળની ટેવપર પડ્યો અને મારા કામમાં **મુલતવી રાખવા** મંડ્યો.

એક દિવસે હું એક મારા મિત્રને ત્યાં જમવા ગયો હતો, તેના-

માં ત્યાં એક સંઘ કહાડનાર આવ્યો. આ આદમીના ઘરડાઓએ કોઈપણ સંઘ કાડેલો તેથી લોકોએ એમનું ઉપનામ સંઘવી રાખ્યું હતું. વાતચિત કરવામાં આ આદમી ઘણો કુશળ હતો. સ્વભાષાનું તે ઘણું સારૂં જ્ઞાન ધરાવતો હતો, તથા કાંઈ કવિતા પણ જાણતો હતો. શિવાય તેણે પરભાષાઓનો પણ અભ્યાસ કર્યો હતો અને તે-માંથી બે ત્રણ ભાષાઓની તો એણે ઘણીજ સારી માહિતી મેળવી હતી. આ આદમી ઠીંગણો તથા શરીરે માતો હતો. તેની રીતભાત-થીજ મને લાગ્યું કે તે કાંઇ પોતાના જ્ઞાનનું અભિમાન ધરાવનારો છે. મારે આ પુરૂષની સાથે સ્હેજસાજ વાતચિત થઈ. તેણે મારૂં નામ પૂછ્યું અને જ્યારે મેં એને મારૂં નામ કહ્યું ત્યારે એ બોલ્યો કે "એસિલ—સિસેરીઆનો ધર્મ ગુરૂ! ઓહો! આ નામેજ તમારૂં નામ રાખેલું દેખાય છે."

આટલું કહી એણે કેટલીક ધર્મ સંબંધી વાતચિત કરી. આ પરથી મેં જાણ્યું કે આ માણસે ધર્મ સંબંધી પણ અભ્યાસ કર્યો છે. મેં એના ધર્મ સબંધી વિચારો સામે કેટલીક તકરારો કરી તેથી એણે મને કહ્યું કે "હાલમાં આપણે એ બાબત બંધ રાખો; પણ જો તમારી મરજી હશે તો વળી કોઈ બીજે પ્રસંગે એ વિષે વાતચિત કરીશું. જો મારે ઘેર આવશો તો ત્યાં આપણે એકબીજાના વિચારોથી જાણીતા થઇશું. મેં એના ઘરનું ઠામઠેકાણું પૂછી લીધું અને થોડીક પરચુરણ વાતો કરીને અમે છુટા પડ્યા.

હું ઘેર આવ્યો ત્યારે લ્યુસિ મારી રાહ જોઇને બેસી રહી હતી. મેં એને પ્રથમથીજ કહ્યું હતું કે હુંતો જમવા જનારછું તેથી આજ મારા મોડા થવાથી એના મનમાં કાંઈ લાગ્યું નહોતું. ખરૂં જોતાં હું ધાર્યા કરતાં બે કલાક મોડો થયો હતો. હું ગયો કે તરતજ તે મને ખુશીથી સામી લેવા આવી. અમે બન્નેજણ ઘરમાં જઇને બેઠાં. તેણે કહ્યું કે "આજ તમે ઘેર નહોતા ત્યારે એક માણસ તમને મ-ળવા માટે આવ્યો હતો; અને કહેતો હતો કે 'મારે કાંઈક પૈસા ભરવા છે.' એણે એનું નામ હેન્ટી કહ્યું." મેં કહ્યું કે એ આદમી આપણી પાસેથી ૯૦) રૂપિયા લઈ ગયોછે તે એ પાછા આપવા આવ્યો હશે.

કાંઈ હરકત નહીં એતો કાલ ફરીથી આવશે. આ પછી મેં એને જમવા ગયો હતો ત્યાંની સઘળી વાત કરી તથા સંઘવી સાથે શી રીતે ઓળખાણ થયું તે સઘળું મેં એને જણાવ્યું. તેમજ સંઘવીએ મને એને ઘેર આવવાને માટે કહ્યું હતું તે પણ કહ્યું. આ સાંભળીને લ્યુસિએ કહ્યું કે ફિલાડેલ્ફિયામાં કેવા **મિત્રો** મળ્યા હતા તે તમને યાદ તો હશેજ. માટે હવેથી કોઈની સાથે મિત્રાચારી કરો તો વિચારીનેજ કરશો, કે પાછળથી આપણે પસ્તાવું પડે નહીં. તેમજ કદાચ જો તમને એમજ લાગે કે એ મિત્રતાને પાત્ર છે તોપણ હમેશાં એને ત્યાં જવાની હું તમને નાજ કહુંછું. રજાનો દિવસ હોય ત્યારેજ જઈ આવવું. જો તમે હમેશાં જશો તો તમારી ઑફીસનું કામ ચૂકશો અને તેથી તમને ઠપકો મળશે. માટે આપણે ચેતીનેજ ચાલવું એમાં ફાયદો છે. મારી તો તમને આટલી નમ્રતાથી વિનંતિ છે. પછી જેમ તમારી મરજીમાં આવે તેમ ખરૂં."

મેં એને કહ્યું કે "આ બાબત તારે કાંઈપણ ફિકર ચિન્તા કરવી નહીં. આજ કાલ કરતાં છ મહિનાથી હું નિયમિત થયોછું, અને મારી મૂળની કટેવપર ચઢ્યો નથી. કોઈપણ દિવસ આવું નિયમિત કામ કરેલું નથી તેથી ઘણું અડવું તો લાગેછે; પણ મિ. નનની શિખામણ, તારી મૂર્તિ, આપણો પાછો હેવાલ વિગેરે મારી નજર આગળ આવેછે તેથી પાછો તન અને મનથી કામે વળગું છું. આમ કરતાં જો વર્ષેક વીતી જાય તો મને લાગેછે કે હું મારી કટેવ છોડી શકીશ. હું એમને ત્યાં કોઈકજ પ્રસંગે જઈશ. આપણા કામમાં ખલેલ પડે તેવું નહીં કરૂં."

લ્યુસિએ આ સાંભળી સંતોષ જણાવ્યો; તથા આ વિષય બદલીને બીજા વિષયપર બોલવા લાગી. તેણે કહ્યું કે "તમે જેટલાને પૈસા ધીર્યા છે તેમાંથી કોઈની પણ મુદ્દત વહી ન જાય તે ધ્યાનમાં રાખજો. કારણ કે એમ થશે તો આપણી મુંડીમાંથી મોટો ભાગ ઓછો થવાનો સંભવછે. આપણી પાસે ખતપત્ર તો હશેજ તેમાં જોયાથી માલૂમ પડશે કે દરેકની મુદ્દતમાં કેટલા દિવસ બાકી છે." આ સાંભળીને હું લેવાઈ ગયો. કારણ કે અગર જો હું મારી ઑ-

ફીસનું કામ ઘણુંજ નિયમિત રીતે કરતો, પરન્તુ આ બાબત મેં કોઈ દિવસ સંભારીજ નહોતી. અને કોઈ દિવસ સાંભરી હશે તોપણ કાલ જોઇશું એમ કરી રહેવા દીધું હશે. આ બાબત લ્યુસિ કાંઈ જાણતી નહોતી. તેના મનમાં તો એમજ હતું કે હવે બધો બાબતોમાં એ નિયમિત થયાછે. આ કારણને લીધે જ્યારે તેણે મને ઉપર પ્રમાણે કહ્યું ત્યારે મારૂં મોં લેવાઈ ગયું. પણ તે લ્યુસિને ન જણાવતાં મેં એને કહ્યું કે કાલ એ બાબત તપાસ કરી બધું તારીખ વાર મારી સ્મરણ પોથીમાં તારવી કાઢીશ. લ્યુસિએ કહ્યું કે ભુલતા નહીં.

જ્યારે બીજે દિવસે હું સવારમાં ઉઠ્યો ત્યારે મારૂં મન સંઘવીમાં હતું. પણ દરરોજ સવારમાં મારે મારા ઉપરીને ત્યાં જવું પડતું. કારણ કે ખુશામત શિવાય દુનિયામાં કાંઈજ બનતું નથી. ખુશામતીઆ માણસોજ અત્રે સારી રીતે ફાવી શકે છે. જેઓ ખુશામત કરતા નથી તેઓનો પત્તો પણ લાગતો નથી. અને જો કે ગમે તેવો હોંશીયાર હોય તો પણ કોઈ ભાવે પૂછતુ નથી. ખુશામતથી બીન માહિતગાર પણ સારે દરજ્જે ચઢી શકે છે. તેથી મારે પણ ખુશામત કરવી પડતી. મને આ બાબતનો ધિક્કાર હતો; પરન્તુ મારે એમ કર્યાં વગર ચાલે તેમ નહોતું; કારણ કે પ્રથમ મારી શાખજ ખરાબ પડેલી તેથી કોઈ પણ મને નોકરી આપેજ નહિ. અને મિ.નનની ભલામણથી મળી ત્યારે મારે એમ પણ ન જણાવવું જોઇએ કે "હું કોઇની દરકાર ન રાખું એવોછું." આટલા માટે હું દરરોજ મારા ઉપરીને ત્યાં જતો. આ કારણને લીધે મી. સંઘવીને ત્યાં હું સવારમાં જઈ શક્યો નહિ. પરવારીને જ્યારે ઑફીસમાં ગયો ત્યારે મારૂં ધ્યાન ત્યાં બીલકુલ ચોંટ્યું નહિ, કામ બરોબર કર્યું નહિ અને જે કામ તે દિવસે કરવું જોઇએ તે મુલતવી રાખ્યું. મારા મનમાં એમ હતું કે ક્યારે ઑફીસનો વખત પુરો થાય અને હું મિ. સંઘવીને મળું. ધર્મ સબંધી એની સામે વાતચિત કરી મારે એના મનમાં ઠસાવવું હતું કે પોતે ધારે છે તેમ ફક્ત એનામાં દૈવત છે એમ નહીં પરન્તુ બીજા પણ એને આંટે એવા પડ્યા છે. આ વિચારથી હું જ્યારે ઑફીસમાંથી છૂટ્યો ત્યારે મિ. સંઘવીને ત્યાં ગયો. ત્યાં એમના બે

ચાર મિત્રો બેઠેલા હતા. તે સઘળા સાથે મારે ઓળખાણ થઈ. આ મિત્રોમાં એક ડાકતર હતો. તેનામાં કાંઈ પણ ઉંડી પહોંચ નહોતી તોપણ મોટી મોટી બડાઇઓ હાંકતો અને પોતાના ધંધામાં પણ તે ફતેહમંદ નહોતો. જો કહીએ તો તે માત્ર નામજ ડાકતર હતો. આ માણસ પોતે કોઈ પણ વિષયપર લખી જાણે એમ નહોતું. અને તેથી મિ. સંઘવીની કૃતિનો તે બહુ ફાંકો રાખતો. તથા એની બરોબરી કરી શકે એવું કોઈ નથી એમ ધારતો. આ શિવાય એક બીજો મિત્ર હતો. સ્વભાવે નમ્ર તથા બોલવામાં વિવેકી હતો. આ માણસ પણ કવિતા લખી જાણતો હતો. એનામાં કાંઈક પાણી હતું. પોતાને માટે એ બિલકુલ અભિમાન ધરાવતો નહીં, તથા ઘણીજ નમ્રતા રાખતો. પણ એમના સઘળા મિત્રનું લક્ષ્ય મિ. સંઘવી હતો. તેઓ એને કોઈ જુદોજ માણસ માનતા. એના એક શબ્દને માટે તેઓ હજાર ઘણું માન આપતા, અને એને માટે હદ ઉપરાંત માન ધરાવતા. વળી એક ત્રીજો મિત્ર હતો, તે મિ. સંઘવીને પણ આંટે એવો અભિમાનનો કટકો હતો. તે વેલ્સના પહાડી મુલકનો રહીશ હતો. તથા કેટલાંક ખાસ કારણોને લીધે તે લન્ડનમાં આવીને રહ્યો હતો. મારો વિચાર એમના દોષજ બતાવવાનો નથી. મારે કબુલ કરવું જોઇએ કે આ અહંકારી મિત્રમાં અક્કલ તથા હોંશીઆરી હતાં, તે મિ. સંઘવીની હરીફાઈ કરતો અને કરી શકે તેવો હતો. કેટલીક બાબતોમાં તે મિ. સંઘવીથી ચડતો; પણ તેના નાકમાં બીલકુલ જંઘ માતી નહોતી. કોઈ કોઈ વખતે મિ. સંઘવી નમ્ર જોવામાં આવતો. પણ આતો ઢોર બાંધવાના ખીલાની માફક ઉચોને ઉચોજ રહેતો. કોઇની મશ્કરી કરવામાં ખુશી માનતો. તથા કોઈ બોલાવે ત્યારે જાણે પરાણે બોલતો હોય તેમ કરતો. આવી ટોળીનો સરદાર મિ. સંઘવી હતો.

આ માણસની સાથે મારે ધર્મ સંબંધી સારૂં વિવેચન થયું. ઘણાખરા સવાલોની તકરાર હું એવી તો સારી ઉડાવતો કે એ છક થઈ ગયો; તેમ કેટલીક બાબતોમાં એ એવું તો સારૂં વિવેચન કરતો કે મારૂં મન પણ ખુશી થઈ જતું, હું હમેશાં હવે એને ત્યાં જવા લાગ્યો: તથા ધર્મ, રાજ્ય, નીતિ અને વિદ્યા સંબંધી વાતચિતો કરતો.

દરેકમાં જેવું એ વિવેચન કરતો તેવુંજ હું ચલાવતો. અને આથી હમેશ મને એની પાસે જવાનું મન થતું હતું. હવે હું ધીમે ધીમે મારી ટેવપર ચઢતો ગયો. હમેશાં હું મારા ઘરનું કામ તથા ઑફીસનું કામ પણ મુલતવી રાખવા મંડ્યો અને તેથી કરીને કામનાં ઘણાં કાગળિયાં ચઢી ગયાં. આ બાબત લ્યુસિને માલૂમ પડી. તેથી તે ખીજ થવા લાગી, અને મને સુધારવાનો પ્રયત્ન કરવા મંડી; પણ હું તો મારા વિવેચનોમાં એવો તો તલ્લીન થઈ ગયો હતો કે મેં કશાને ગણગણાર્યું નહિ. હવે પાછો જેમ હું ફિલોડેલ્ફિયામાં એને એકલો મૂકતો તેમ અત્રે પણ મૂકવા લાગ્યો. અને કોઈ દિવસ રાત્રિ પણ મી. સંઘવીને ત્યાં ગાળવા લાગ્યો. મિ. સંઘવીને પોતાની સ્ત્રી સાથે બનતું નહિ. કાંતો એના ધર્મ સંબંધી વિચારોને લીધે તે તેને પસંદ નહોતી કે તે પોતેજ તેની સાથે રહેવાને તે ખુશી નહોતી, તે હું કહી શકતો નથી. પણ એટલું તો ખરૂંજ કે એ કોઈપણ રાત્રિ પોતાની સ્ત્રીસાથે ગાળતો નહોતો. એનાં માતપિતા ઘણાં વૃદ્ધ હતાં, તથા ઘણીવારએને શિખામણ પણ દેતાં હતાં, પણ સંઘવીભાઈ મદમાં છકી ગયા હતા, તેથી પોતાનાં પૂજ્ય માતા પિતાને પણ ગાંઠતા નહોતા. જાણે તેઓ એમનાં ચાકર હોય તેમ ધમકાવતા તથા ગાળો દેતા. જ્યારે મેં આ સાંભળ્યું ત્યારે મને એનાપર ઘણો કાળ આવ્યો તથા મારા મનમાં આવ્યું કે "ધિક્કાર છે એનાં જ્ઞાનને, ઉમ્મરને અને વિદ્વતાને કે પોતાનાં માતપિતાની આજ્ઞા ઉઠાવવવાને બદલે આવી ગાળો ભાંડી તેમના જીવને ક્લેશ કરતાં બીલકુલ ખમચાતો નથી. તે વખતે એનું જ્ઞાન અને વિદ્વતા સઘળું ખીટીએ ભરાવતો. આવા પિંટીમાં જડવા લાયક નગીનાને—અક્કલના દુશ્મનને તથા રૌરૌ નર્કના અધિકારીને શાંશાં વિશેષણો આપવાં તે મને જડી આવતાં નથી. આવા આદમીની સોબતમાં રહી, ભોંખારતાં નહિ તો લાત મારતાં તો શિખેજ, તેમ જાણે મને થયું.

લ્યુસિનું મન આથી ખરાબ થતું ગયું તથા મનમાં એ મને કદી ઠરીને બેસવાજ દેશે નહિ એમ નિશ્ચય કર્યો હોય તેમ જણાયું. ફિલાડેલ્ફિયામાં જ્યારે હું એને મૂકીને જતો ત્યારે મારો છોકરો એની પાસે

રહેતો; તેને જોઇને એ મન ખુશીમાં રાખતી. પણ હવે જ્યારે હું એકલી મૂકીને જતો ત્યારે કશી રીતે ચેન ન પડતાં એનું મન ઉલટું વધારે દિલગીર થતું; છોકરો તેને સાંભરી આવતો અને ઘણી વખતે રડતી, પાછી છોકરા વિષેની દિલગીરી એનામાં પ્રસરવા લાગી. હમેશાં એના એ વિચાર કર્યાજ કરે, અને હું ઘણીવાર પાસે નહિ તેથી દિલાસો આપનાર ન રહ્યું. તેથી ચિન્તામાંને ચિન્તામાં એનું શરીર ગળવા લાગ્યું. તેની સાથે હું દિવસે દિવસે વધારે અનિયમિત ને આળસુ થવા મંડ્યો. આને લીધે એના અન્તઃકરણમાં જાણે કાંઈ સડો ન પેઠો હોય એમ થવા માંડ્યું. અગર જો કે મેં લ્યુસિને વચન આપ્યું હતું કે હું હિસાબ કાલે તપાસીશ પણ તે વાતને છ મહિના થઈ ગયા હતા અને જ્યારે એક દિવસે લ્યુસિએ અનાયાસે એક ખતમાં જોયું ત્યારે માલુમ પડ્યું કે ત્રણ મહિનાપર ૫૦૦) રૂપિયાની મુદત વટી ગઈ હતી, આ એણે મને બતાવ્યું અને પાંચસે રૂપિયાની સરખી રકમ ગઈ તેને માટે મને બહુ લાગ્યું; અને એ મારી મુલતવી રાખવાની કટેવને લીધેજ થયું. આથી મારૂં મન ઘણુંજ ઉદાસ થઈ ગયું, મને મારી ભૂલ માલૂમ પડી, તથા સુધરવાના વિચાર કર્યા; પણ છ મહિનાનું મારા ઘરનું, ઑફિસનું તથા મિત્રોનું સોંપેલું કામ એટલું બધું હતું તેમાંથી શું કરવું તે ગમ પડે નહીં. ઑફીસનું કામ ચડી ગયું હતું તેને માટે થોડાક વખત સુધી તો એણે ચલાવી લીધું. પણ મેં જ્યારે સઘળું કામ મુલતવી રાખ્યા કીધું ત્યારે તેણે મારે વિષે મિ. નનને ફરિયાદ કીધી. આ બાબત શિખામણ દેવાને મિ. નન મારે ત્યાં બે ત્રણ વખત આવેલા. પણ હુંતો મિ. સંઘવીને ત્યાં વાક્ચાતુરી લડાવવા ગયો હતો તેથી મળ્યો નહીં ત્યારે એ વિષે લ્યુસિને ઘણું સમજાવવાને કહેલું. લ્યુસિ મને એ બાબત વિષે કહેતી પણ હું ધ્યાનમાં લેતો નહીં. લ્યુસિનું દિલ આથી બહુ નારાજ થઈ ગયું અને એટલી બધી તો ચિન્તામાં ગરક થઈ ગઈ કે એની જીંદગીની પણ મને આશા રહી નહીં. હું ઘણોજ મોડો ચેત્યો. પણ એટલામાં મારૂં કમનશીબ પુરૂં કરવાને "કામ બરોબર નહીં કરવાથી, તથા મુદ્દાનાં કાગળીયાં ઘાલી મૂકવાથી બરતરફ કરવામાં આ-

વ્યાછે તથા એ બાબતના ગુન્હા માટે તમારાપર ફોજદારી કેસ માંડ્યોછે" એવો હુકમ મને મળ્યો. લ્યુસિ આથી ઘણી હબકી અને મરણતોલ માંદી પડી. ડાક્તરને પૂછવાથી જણાયું કે ઘણા ખેદને લીધે એનું મન ખરાબ થઈ ગયું હતું અને મનની અસર તન ઉપરથી થવાથી આમ બન્યું છે. એ હવે જીવે એમ મને લાગતું નથી. માટે તમારે પગલું ભરવું હોય તે ભરવું. મેં તરતજ કાગળ લખીને એની મા વિગેરેને બોલાવ્યાં. તેઓ આવ્યાં ત્યારે લ્યુસિએ ઘણાજ ધીમે સાદે મારી સંભાળ રાખવાની એમને ભલામણ કરી, કાંઈ પણ કામમાં મારી મરજી એ બરોબર ઉઠાવી શકી ન હોય તેને માટે મારી માફી માગી તથા હું હવે પછી કોઈ પણ દિવસ દુઃખમાં ન આવી પડું તેને માટે ઈશ્વરની પ્રાર્થના કરી. હું એને દિલાસો દેવા જતો હતો પણ શોકથી મારૂં મન એટલું તો બધું ભરાઈ ગયું હતું કે હું તે વેળા કાંઈ બોલી શક્યો નહીં. પણ અપશોચ ! મ્હેં જતારમાં તો એનો પવિત્ર આત્મા આ દુનિયાં છોડી એના કર્તારની હજુરમાં જઈને ઉભો રહ્યો ! મને જે દુઃખ આ વખતે થયું તે હું વર્ણવીજ શકતો નથી. આવી સદ્‌ગુણી અને પતિવ્રતા સ્ત્રી ભાગ્યેજ થઈ હશે એમ કહેતાં હું જરાકે અટકતો નથી.

મારા પરનો મુકર્દમો મિ. નનની ભલામણથી માંડી વાળ્યો. અને મારી પાસે જે જુજ ભંડોળ એકઠું થયું હતું અને જે ધીરેલા પૈસામાંથી આવે તેવું હતું તે લઈને મુલતવી રાખવાની ટેવના ગુલામજ થઈને ખાધા કરૂંછું !!!

આ પ્રમાણે પોતાનાં કામ મુલતવી રાખવાથી બેસિલને ઉત્તરોત્તર કડવાં ફળ ચાખવાં પડ્યાં. આ વાંચીને બાળકો, યુવાનો તેમજ પુખ્ત વયે પહોંચેલા સુજ્ઞ પુરૂષો પોતાથી બનતા પ્રયત્ને આ આર્ય પ્રજાના કટ્ટા શત્રુ, દેશોન્નતિને મૂળમાંથીજ ખાઈ જનાર કીડાથી, તથા સર્વ વાતે હાનિ પહોંચાડનાર આ પાપિષ્ટ મરજથી દુર રહેવા પ્રયત્ન કરશો, તો મારો યત્ન સફળ થયો સમજીશ. આની સાથે સાર રૂપ વિનંતિ કરવાનું યોગ્ય ધારીને સામીલ કરી છે તે ધ્યાનમાં લેશો.

## सार रूप विनति

**રાગ ધનાશ્રી. પ્રભુ રીઝી સાહ્ય થજો જગરાય. એ રાગ.**

ચેતો ચેતો દેશી ધરી ચતુરાઈ,

ધરી ચતુરાઈ, રાખી ચતુરાઈ ચેતો ચેતો. ટેક.
બહુ બહુ વેઠ્યું, સેવી આળસાઈ,
જાગી ફૂંકો જય શરણાઈ. ચેતો ચેતો. ૧
મારે સારૂં માઠે માઠું, એમાં ન નવાઈ,
ફોકટ કાં ફસોછો ફુલાઈ. ચેતો ચેતો. ૨
શ્રમને ઉદ્યમની, કરિને સગાઈ,
નીતિમણી શોધો હરખાઈ. ચેતો ચેતો. ૩
મુલતવી રાખે આવેછે તવાઈ,
એસિલની ભાળો આ ભવાઈ. ચેતો ચેતો. ૪

**હરી ભજન થકી, છોટા હોય તે સહુથી મોટા થાય—એ રાગ.**

વિનતિ વીરા, વ્હાલ ધરી ફરિ ફરી વિચારો ચિત્તમાં,
ધીરજ ધીરા, ધારી વારી વારી શિખ લ્યો ગીતમાં.—ટેક. ૧
બહુ હિંદુના બુરા ધારા, પસ્તાય પડે સોટા સારા;
ક્યમ ચેતો નહિ આદી પ્યારા, વિનતિ વીરા. ૨
બહુ બોધ બુધો બુદ્ધિથી આપે, દાઝે તમ મૂઢમતી તાપે;
સપડાવ્યા તમને શા શાપે! વિનતિ વીરા. ૩
કરતા હોય તે નિત્યે કરિયે, તેથી ન નવું કદિ આચરિયે;
પણ એથી ન કાર્ય થશે જરિએ, વિનતિ વીરા. ૪
વ્હાલી વ્યસનનિ વ્યાધી સાધી, લઈ લાગ રૂડો લેવા બાંધી;
લે કર્જ બોજ પીઠે લાધી, વિનતિ વીરા. ૫
રાંડોના નાચથિ નિત રાચો, જગવંદ્ય વિભુને નવ જાચો;
શું બોધ મળ્યો તમને સાચો!! વિનતિ વિરા. ૬
તમે બુદ્ધાને બાળકિ આપો, કેવાં નિર્દયરે માબાપો;
દેખતિ આંખે શો અંધાપો!! વિતતિ વીરા. ૭
તમે ન્યાત વરા કરવા શૂરા, નિર્ધનને દીન કર્વે પૂરા;
તત્પર કુટુંણું દો'વા બૂરા, વિનતિ વીરા. ૮
સત્કાર્ય મહીં મતિ છે ઊંધી, નવિ કળા શોધવા નવ બુદ્ધિ;
મુલતવી રાખો કાલ સુધી, વિનાત વીરા. ૯
મુલતવી રાખ્યાથી લાભ નથી, તે ટેવ તજો નિશદીન મથી;
પેખો એસિલની નોંધ બધી, વિનતિ વીરા. ૧૦

એસીલ જન્મ્યો ત્યારે ધાર્યું-તાતે કે મારૂં કુળ તાર્યું;
વિદ્વાન થશે બાળક મારૂં, વિનતિ વીરા. ૧૧
તાર્કિક વાર્તિક નીતિ લેખક, એસિલ સત્યે મારો દત્તક;*
નિવડ્યો અંત્યે અંતરદાહક, વિનતિ વીરા. ૧૨
સુણી બાપ તણી વાણી આવી, એસિલને મન તે બહુ ભાવી;
મર્કટને જ્યમ મદિરા પાવી, વિનતિ વીરા. ૧૩
કહે પિતા તીવ્ર બુદ્ધિ એની, તેમ તેમ બન્યો એસિલ ઘેની;
મેહેનતમાં વૃત્તિ રેઃ શેની, વિનતી વીરા. ૧૪
માબાપ લાડના હોય હેવા‡, પેંલાં લાગે મીઠા મેવા;
પછી થાય હાલ એસિલ જેવા, વિનતિ વીરા. ૧૫
આળસુ છે પણ અક્કલ સારી, એ શબ્દે કંઈ કીધી ભારી;
શાળાની બક્ષીસ ખોવારી, વિનતિ વીરા. ૧૬
આથી બહુ બાપાજી બીધા, વચનો મોઢે કર્વા દીધાં;
એસીલે સહુ ઘોળી પીધાં, વિનતિ વીરા. ૧૭
જે ગ્રંથ તણા વચનો તાતે, મોઢે કર્વા દીધાં ખાંતે;
તે ગ્રંથ જુઠો કરવા માટે,— વિનતિ વીરા. ૧૮
અતિ યત્ન આદર્યો ઊમંગે, જાહેર લખાણ કર્યું બંગે;×
વિદ્વાન થયા કોં' કો' સંગે, વિનતિ વીરા. ૧૯
એક ધર્મગુરૂ કેરી પ્રીતિ, આ કાર્ય પછી લીધી જીતી;
જેને જાળવવા નહિ નીતિ, વિનતિ વીરા. ૨૦
તેનું કામ કદીએ નહિ થાશે, તેની પ્રીતિ પળમાં ક્ષિણ થાશે;
તેનું ભાગ્ય કદી નવ ધોવાશે, વિનતિ વીરા. ૨૧
જ્યારે ભાગ્યોદય પાસે આવ્યો, મુલતવવાનો પાર ન આવ્યો;
વર્ષાસન લેવા નવ ફાવ્યો, વિનતિ વીરા. ૨૨
પછી મીન જવા કીધ તૈયારી, કાંઢી તાત પાસ બહુ બહુ ભારી;
સમજાવી લીધ દિક્ષા સારી, વિનતિ વીરા. ૨૩
પણ કર્મ કથા કેવી ભારી, બુરિ ટેવ કરી મેં નવ ન્યારી;
આ લાગ્યા બહુ હૃદયે કારી, વિનતિ વીરા. ૨૪

*એસિલ. ‡ટેવ. ×તર્કથી.

વીતકે વિવિધ કરવા માંડ્યા, મોટી આશાના તોરણ બાંધ્યાં;
તે સાંજ સુધી પૂરાં ન થયાં, વિનતિ વીરા. ૨૫
આખરે કાળે ઝબકી જાગ્યો, સામન સંઘરવાને લાગ્યો;
એવ ગાડીવાન ખબર લાવ્યો, વિનતિ વીરા. ૨૬
એલચીનો સાથ ગયો ચાલી, નિજ તાત તણો ગુસ્સો ભાળી;
એસિલ મુખની ઉડિ ગઈ લાલી, વિનતિ વીરા. ૨૭
કુચ કરવા કાલ ઠરાવ કર્યો, બિજી બોટ વિષે તપાસ કર્યો;
તેનો પણ પત્તો નાજ મળ્યો, વિનતિ વીરા. ૨૮
પછી મેં માગ્યા પૈસા આપી, છટકેલું છેટું સટ કાપી,
'જેકોલ' સાથ કીધો માપી, વિનતિ વીરા. ૨૯
એલચી સથવારાને અંતે, પકડી પાડ્યો ખચ્ચિત ખંતે;
મુલતવ્યું હોતે તો ખોટ જતે, વિનતિ વીરા. ૩૦
જ્યારે મકાઉ મૂકામ કર્યો, પુસ્તક પ્રારંભ વિચાર કર્યો;
થાકેલી ઊંઘે સપડાવ્યો, વિનતિ વિરા. ૩૧
પેકીન જાવા ઘંટો વાગ્યો, જાગી તૈયાર થવા લાગ્યો;
આથી ઉર ફૂલાવા લાગ્યો, વિનતિ વીરા. ૩૨
ઉતાવળથી નવ અર્થ સરે, પરિપક્વ કાર્ય કોંપિ ન કરે;
ભૂલ્યો નિજ ચીજ મકાઉ ઘરે, વિનતિ વીરા. ૩૩
દારૂ વાપરવા મુલતવી રાખ્યું, તેથી એક વિઘ્ન વડું આવ્યું;
જેણે ચીન સહુને છોડાવ્યું, વિનતિ વીરા. ૩૪
અંતે લંડન જ્યારે આવ્યા, મુલતવ્યું સફર-વર્ણન લખવા;
લાગ્યા પિતા બહુ સમજાવા, વિનતિ વીરા. ૩૫
ફુરસદ મેળવવા યત્ન કર્યો, તેણે બહુ કાલ અમૂલ્ય હર્યો;
શીકાર બીજો જન આઈ ગયો, વિનતિ વીરા. ૩૬
મુસાફરી વર્ણનની પોથી, પ્રસિદ્ધ કરી નોંધી મોટી;
એસીલને દિધ હાની ખોટી, વિનતિ વીરા. ૩૭
શોષિત થયલો એસિલ બાપો, જોઈ તેના આ કૃત્રિમ પાપો;
સ્વર્ગે પોંચ્યો જપતો જાપો, વિનતી વીરા. ૩૮
નિજ પુત્ર વૃત્તિ આવી પેખી, થાક્યો અંતે દુર્ગુણ દેખી;
એસિલ તજતો નહિ નિજ શેખી, વિનતિ વીરા. ૩૯
બહુ બોધ દિધો તેણે નિત્યે. લાલચ દેતો નવિ નવિ નિત્યે;

કં કર્તા સુધરે છે કર્યે, વિનતિ વીરા. ૪૦
પણ એસિલના બાળક બુદ્ધિ-નવ લાવી શક્યો તેની શુદ્ધિ;
આખર તેણે કરિ દે' જુદો, વિનતિ વીરા. ૪૧
હવે ભાઈ પડ્યા એકલવાયા, લાગી પેટ તણી તેને માયા;
મુઢતામાંથી જાગૃત થયા, વિનતિ વીરા. ૪૨
હતો બાપ તણો ઝાઝી મૂંડી, તેણે કરિ કાકી મતિ ઊંધી;
બ્યુસિ દેવા લલચઈ ભૂંડી, વિનતિ વીરા. ૪૩
તેણે બ્યુસી તાતને સમજાવી, તેની શુદ્ધ મતિ ઝટ ભુલવાવી;
બ્યુસી એસીલને દેવરાવી, વિનતિ વીરા. ૪૪
ટળે ટેવ પડેલી ક્યમ ટાળી, અટકાવ્યે નવ રે' તે ખાળી;
ધોળી ગાય બને કો' ક્યમ કાળી, વિનતિ વીરા. ૪૫
કુક્કુર તણી પૂછડી વાંકી, ભલે જમીનમાં રાખો દાટી;
આખર એ વાંકીને વાંકી, વિનતિ વીરા. ૪૬
પછી એની વૃતિ બગડી, મેળવવાને ધનની ગડડી;
તેથી આપત્તિ ઝાઝી નડી, વિનતિ વીરા. ૪૭
જે નવા કરો શોધી કાડે, તેને ધન દે મે'નત પાડે;
મુલતવી રાખવું આવ્યું આડે, વિનતિ વીરા. ૪૮
ઘેર ગ્રંથકાર ઉઘરાણી કરે, ચિંતા તેની ઉર ના લગિરે;
નહિ તે કામે નિજ ચિત્ત ઠરે, વિનતિ વીરા. ૪૯
એક ગ્રંથકાર એવો આવ્યો, સમજાવ્યા તેને નવ ફાવ્યો;
એસિલને તેણે હંફાવ્યો, વિનતિ વીરા. ૫૦
તેણે નવ રાખી લેશ તમા, એસિલને ઘસડ્યો કોરટમાં;
થયો દંડ ગુનાની શિક્ષામાં, વિનતિ વીરા. ૫૧
મુલતવવાની જબરી મરજી, શિક્ષા ખમતાં પણ ના વરજી;
તોપણ ચાલ્યો એ નવ સમજી, વિનતિ વીરા. ૫૨
ધન માલ ગયાં નિજ દેશ તજ્યો, પણ એક અર્થ એથી ન સર્યો;
શો લાભ 'કાલ કરવાથી' મળ્યો, વિનતિ વીરા. ૫૩

## ૫૬.

### અપરાધ ક્ષમા કરો મારો. એ રાગ.

આર્ય બૂરી ટેવ વિદારો, વિનંતિ ચિત્ત વિચારો. આર્ય. ૧
મુલતવી રાખ્યે માન ઘટાડ્યું, ધર્મ તજાવી તમારો;

શુદ્ધ મતિને વિશુદ્ધ કરીને, કાઢેછે મનના વિકારો. આર્ય. ૨
સદ્ધર્મ નીતિનું ભાન ભૂલાવે, લાવે લુબ્ધ વિચારો;
દેશ તણાં દારિદ્ર વધારે, સોંપી વિચાર નઠારો. આર્ય. ૩
લાજ ઘટાડી કાજ બગાડે, મા'જનનો જનમારો;
આશાને ફોકટમાં ફસાવે, તરવાનો એકે ન આરો. આર્ય. ૪
કાલ કરીશું કાલ કરીશું, જાય દિવસ જો હજારો;
તોપણ તેનો અંત ન આવે, ટેવે બધાયો બિચારો. આર્ય. ૫
મોગલની મુગલાઈ થકી ગયું, રાજ્ય, થયા ફેરફારો;
એમ કવે કવિતાએ સઘળા, આજ તણા સૂત્રકારો. આર્ય. ૬
'કાલ' કરાલને આલ ખુશીથી, આજજ કરવાનું ધારો;
"ખંત અને ઉદ્યોગ" એ વચનો, ચિત્તથી કદિ ન વિસારો. આર્ય. ૭
'કાલ' તણા વિશ્વાસથી સત્યે, કામનો ના'વે પારો;
નિત્ય વધે જો મુલતવી રાખો, આખર થાશે ભારો. આર્ય. ૮
રે'મ તથા પ્રભુ પ્રેમથી પામ્યા, મનુષ્ય દેહ આ સારો;
કાળને કાં તમે વ્યર્થ ગુમાવો, સ્નેહથી સજવો સુધારો. આર્ય. ૯
ખિસિલ વાતથી બોધ લઈને, સ્વાર્થ સુધારો તમારો;
જ્ઞાન મણી તણી ખાણ ખણીને, ખાટો ખચિત સુખ—તારો. આર્ય. ૧૦

૫૬.

સલામ સઉને હાલ સાહેબો સલામ સહુને હાલ.

ઈશ કરો સંભાળ, આર્યની ઈશ કરો સંભાળ—ટેક. ૧
સત્પ્રજ્ઞા સુવિચાર વસાવો, આખર તારાં બાળ. આર્યની. ૨
કાલ સુધી મુલતવવા કેરી, ટેવનો આણો કાળ; આર્યની. ૩
અંધારામાં આવી પડેલા, આર્ય ઉપર ધરિ વ્હાલ. આર્યની ૪
નિર્ધન પણ વિદ્વાન વર્ગને, આશ્રય અધિકો આલ, આ૦ ૫
કૈંક બિચારા કદર વિનાના, કોપે કર્યા કંગાળ. આર્યની. ૬
તેમની હે જગતાત! ભલા થઈ, ભાવથી લેશો ભાળ, આ. ૭
વ્હેમપાશથી વિમુક્ત કરીને, કુમતિ ટેકથી ટાળ. આર્યની. ૮
વિજય વિજય આપે અવનીમાં, વિનયે ગુર્જર બાળ; આ૦ ૯

તથાસ્તુ!

# आश्रयपत्र*

આ પુસ્તકનાં પ્રથમથી ગ્રાહક કરવામાં મારા કેટલાક મિત્રોએ સારી મહેનત લીધી છે; તેમાં મિ. બાલુભાઈ મગનલાલ, મિ. લીલાધર કૃષ્ણારામ, મિ. હિરાલાલ વિદ્યારામ, મિ. ભગવાનદાસ ઉત્તમદાસ તથા મિ. મણીલાલ મોહનલાલ ઝવેરી, એઓએ એ કામને માટે ઘણો શ્રમ લીધોછે. માટે આ જગોએ હું તેમનો અન્તઃકરણ પૂર્વક આભાર માનુંછું. તેમજ મારા બીજા બહારગામના મિત્રોએ, બાળતાનના એજન્ટોએ અને બીજા સદ્‌ગૃહસ્થોએ પણ પોતાથી બનતી મદદ કરીછે તેને માટે હું તેમનો ઉપકૃત થયોછું.

(૬૦) પ્રિય મિત્ર બાલુભાઈ મગનલાલ શેઠ મારફત.

નેક નામદાર માહારાણા શ્રી કેશરીસિંહજી ઇડર. ૫૦
રા. રા. બાલુભાઈ મગનલાલ અમદાવાદ. ૧૦

(૪૬) મી. હિરાલાલ વિદ્યારામ મારફત અમદાવાદ, ટ્રેનિંગ કોલેજ, તથા બહાર ગામથી.

સ્કૉલર હિરાલાલ વિદ્યારામ રાવળ લુણાવાડા. ૨
,, મુળજીભાઈ જગન્નાથ વઢવાણ ૧
,, ઉત્તિલ્યમ મોરારજી સોમાણી બોટાદ. ૧
,, દેવજીભાઈ કુંવરજી કચ્છમુદ્રા. ૧
,, મહાશંકર બહેચર જ્યોષી ભાવનગર ૧
,, છગનલાલ જાદવજી તોરી ૧
,, નારણભાઈ કાળીદાસ પટેલ સામરખા ૧
,, નાગરજી સુન્દરજી નાયક સરભેણ ૧
,, મલ્લુભાઈ ગુલામચંદ શાહ ૧
,, મગનલાલ દામોદર વાડાસિનોર ૧
,, જગન્નાથ વિ. કરસનજી ૧
,, પુંજાભાઈ દેવજી કચ્છ-અંજાર. ૧
,, દામોદર દેવજીભાઈ ,, ૧
,, કાનજી ગોપાલજી કચ્છમુદ્રા ૧
,, મુગટલાલ ભગવાનલાલ ભુજ ૧
,, નાનચંદ મૂળચંદ શેઠ રાણપુર ૧
,, હરિલાલ નરસિંહરામ વ્યાસ ૧
,, મગનલાલ નરભેરામ પંડ્યા ૧
,, લલ્લુભાઈ હરિકૃષ્ણ શાહ માતર. ૧
,, પુરૂષોત્તમ ત્રિભૂવન વાડાસિનોર ૧
,, મોતિલાલ લલ્લુભાઈ પટેલ ૧
,, હિરાલાલ પ્રાણવલ્લભદાસ ૧
,, છોટાલાલ ત્રીભૂવન શાહ ૧
,, જેઠાલાલ દામોદર સર્ભેજ ૧
,, રામચંદ્ર બાપુજી સોનીઉમરેઠ ૧
,, કર્મઅલિમિયાં ભાઇમીયાં ધંધુકા ૧
,, હરિપ્રસાદ આત્મારામ ઉમરેઠ ૧
,, મગનલાલ કાળિદાસ પંડ્યા ૧
,, ગૌરીશંકર માધવજી ભુજ ૧
રા. રા. રમણભાઈ મહિપતરામ નીલકંઠ. બી. એ. ૧
રા. રા. રતનચંદ કરમચંદ શાહ. ૧

રાજકોટ ટ્રેનિંગ કાલેજ.

સ્કૅાલ હિરાલાલ વિ. રણછોડ ૧
,, પિતામ્બર વિ. મહાશંકરદાસ ૧
,, ભીમજી ત્રીકમજી મહુવા ૧
ઠાકોર સાહેબ લક્ષ્મણસિંહજી જાલમસિંહજી લુણાવાડા ૧
શેઠ સાંકળચંદ છગનલાલ ,, ૧
રા. રા. લક્ષ્મીશંકર માધવજી મેહેતા ૧
શેઠ મોતીલાલ પ્રાંતીજ ૧
રા. રા. કાલિદાસ દેવશંકર પંડ્યા ૧
રા. રા. મૂળજી રૂઘનાથજી દેવગઢ ૧
રા. રા. છગનલાલ વિદ્યારામ ૧
શેઠ વલ્લભદાસ પોપટ મહુવા ૧
રા. મયારામ સુંદરજી વૈદ્ય કુંડળા ૧
રા. કીસનલાલ ગોવિંદલાલ દેરાશ્રી ૧
સ્કોલર હરિલાલ ત્રિભૂવનભટ સોંથળ ૧

**(૪૭) પ્રિય મિત્ર ભગવાનદાસ ઉત્તમદાસ મારફત.**

રા.રા.હરિશંકર વિશ્વશંકર ભાવનગર ૫
રા.રા.નથ્થુભાઈ ગોદડભાઈ દેવાણી ૪
રા. રા. પ્રભાશંકર વેણીશંકર ,, ૩
રા. રા. ઈચ્છાશંકર જટાશંકર ,, ૩
રા. રા. માનશંકર પિતાંબરદાસ ,, ૨
રા.રા.લલ્લુભાઈ છગનભાઈ ઓઝા ,, ૨
રા. રા. કલ્યાણરાય આણંદરાય ,, ૨
રા.રા. પરષોત્તમ શ્યામજી દોશી ,, ૨
રા. રા. માનશંકર ગવરીશંકર ,, ૧
રા.રા.શામળદાસ બાપુભાઈ વોરા ,, ૧
રા. રા. ત્રીકમજી વિઠલદાસ ,, ૧
શ્રી નીતિભાનુદય સભા ,, ૧
રા. રા. ભૂપતરાય સુપતરાય ,, ૧
રા.રા.ભગવાનદાસ ઉત્તમદાસ ધોધા ૨
રા.રા.પરમાનંદદાસ જીવણદાસ ,, ૨
રા.રા.ચુનિલાલ ત્રીકમજી મોરી ,, ૧
રા. રા. ચુનિલાલ મોતીલાલ સ્કુલ માસ્તર ,, ૧
રા. રા. કેશવલાલ પ્રેમાનંદ ,, ૧
રા. રા. લલ્લુભાઈ નાનાભાઈ મુંબઈ ૩
રા. રા. અનોપચંદ જગજીવનદાસ રાજકોટ ૨
રા. રા. રણછોડલાલ વન્દ્રાવનદાસ મુંબાઈ ૨
,, ,, રણછોડલાલ ગીરધરલાલ અમદાવાદ
રા. રા. છોટમલાલ આણંદજી ઠક્કર મુંબાઈ ૧
રા. રા. ધરમશી ડોસાભાઈ ,, ,, ૧
રા. રા. ચત્રભુજ કાનજી ,, ,, ૧
મે. રા. રા. ગવરીશંકર ઉદયશંકર સી એસ. આઇ. ભાવનગર

(૧૦) મે. અમરજીભાઇ આણંજીભાઈ મારફત

નેકનામદાર નવાબસાહેબજુનાગઢ ૧૦
રા. રા. લીલાધર હરીદાસ મુંબાઈ ૧૦

(૧૧) રા.શોભાગ્યચંદહકમચંદ મારફત

રા. રા. શોભાગ્યચંદહકમચંદ કલોલ ૧
રા. રા. ડોસાભાઈ વિરચંદ શેઠ ,, ૧
રા. મોહનલાલ ઉકાભાઇ શેઠ ,, ૧
રા. સાંકળચંદ હરગોવિંદદાસ ,, ૧
,, ગીરધરલાલ શીવલાલ ગાંધી ,, ૧
,, ચુનિલાલ જેસિંગભાઈ શાહ ,, ૧
,, કહાનજી શામળદાસ બારોટ ,, ૧
,, રામા ભાઈશંકરદાસ ,, ૧
,, નાથાલાલ પરસોતમદાસ વ્યાસ ,, ૧
,,મોહનલાલ બલાખીદાસશાહ ,, ૧
,,કુંવરજી મગનલાલ શેઠ ,, ૧

**(૩૦) મે. રા. રા. દુવારકાંદાસ નંદલાલ મારફત વાંકાનેર.**

મહેરબાન વાંકાનેરસ્ટેઇટકારભારી ૧૪
રા. રા. દુવારકાંદાસ નંદલાલ ,, ૪
રા. રા. ગોકળભાઈ બાપુજીદેશાઈ ૧
રા. રા. કલ્યાણજી ચત્રભૂજ ,, ૨
રા. રા. ઘેલા જાદવજી ,, ૧
રા. રા. કેશવજી દેવચંદ રાવળ ,, ૧
રા. રા. મુલજી વકીલ ૧
રા. રા. શંકરલાલ અચરતલાલ ,, ૧

શેઠ ચતુરે મનજી ૧
રા. રા. કલ્યાણરાય અનન્તરાય ૧
રા. રા. વિઠ્ઠલરાય શેવકલાલ ૧
રા. રા. બાપુભાઈ દોલતરામ ૧
સ્કોલર કાનજી કરસનજી ૧

**(૭) રા. રા. જમનાપ્રસાદ ગોવર્ધન પ્રસાદ મારફત કમીશનરનીઑફીસ**

રાવબહાદુર લલ્લુભાઈ નન્દલાલ ૧
રા. રા. બેચરભાઈ જીવણલાલ ૧
,, ,, સાકરલાલનભુલાલ દેશાઈ. ૧
,, ,, ગોપાળશંકર વેણીશંકર. ૧
,, માણકલાલ દીનાનાથ ૧
,, મહીપતરામ દાજીભાઈ ૧
,, પંડિનાથ ગણેશ ૧
રા. જમસેદજી શાપુરજી સેટના ૧

**(૧૫) રા. રા. ચુનિલાલ ભુરાભાઈ મારફત ગોધરા.**

રા. રા. ચુનિલાલ ભુરાભાઈ ૧
,, ,, ભોગીલાલ ધીરજરામ ૧
,, ,, દુરગારામ અંબારામ ૧
,, ,, દલપતરાય પ્રાણલાલ ૧
,, ,, મણીશંકર ઈચ્છાશંકર ૧
,, ,, મુળજી સુખલાલ ૧
,, ,, નાથજી રણછોડ ૧
,, ,, ભાઉરાય રણછોડરાય દેશાઈ ૧
,, ,, છોટાલાલ શીવલાલ ૧
,, ,, મથુર ભુરાજી ૧
,, ,, ચુનિલાલ છોટમલાલ ૧
,, ,, મણીલાલ હિમતલાલ ૧
,, ,, પરી, શીવલાલ ખુશાલદાસ ૧
,, ,, મહાસુખ મુળજી ૧

**(૫૦) પ્રિયમિત્ર લીલાધર કૃષ્ણારાંમ મારફત, અમદાવાદ, રાધનપુર વડોદરા વીગેરે બહાર ગામથી.**

રા.રા.લિલાધરકૃષ્ણારામઅમદાવાદ૧
,, ચન્દુલાલ વજુભાઈ ,, ૧
,, કેશવલાલ બાપુજી ,, ૧
,, કાળિદાસ જોસી ઉમરેઠ ૧
,, સોમનાથ ગોપાળજી પંડ્યા ,, ૧
,, મોતિલાલ વિ. છોટાલાલ ,, ૧
,, પ્રાંણશંકર પરસોતમ ભટ ,, ૧
,, મણિશંકર રણછોડ ,, ૧
,, છગનલાલ ઉમિયાશંકર ,, ૧
,, નારણભાઈ ડુંગરભાઈ ,, ૧
,, જયચંદ પુરૂષોતમ અમદાવાદ ૧
,, ડાહ્યાભાઈ જમનાદાસ ,, ૧
,, પટેલઅમરતલાલત્રીભોવનઉમરેઠ ૧
,, ડાહ્યાભાઈ પ્રાગભાઈ મહુધા ,, ૧
,, શા.રાયચંદ ઈશ્વરદાસ સીર્હુંજ ,, ૧
,, શા.નરોતમ ડાહ્યાભાઈ આણંદ,૧
,, મંગળ મગનલાલ કપડવંજ ૧
,, દાજીભાઈ વસનજી દેશાઈ દીહેણ૧
,, રતનલાલ ગીરધરલાલ અમદાવાદ૧
,, મગનલાલ ત્રીભોવનદાસ બુકસેલર ડાકોર ૧
,, માધવરાવ બાપુજી વડોદરા ૧

**(૨૦) રા. રા. મંછારામ આશારામ ભટ મારફત રાધણપુર.**

રા. રા. કેશવરામ દેવદતરામ વર હી૧
, મંછારામ આશારામ ભટડાકતર ,૧
,, માસ્તર મોતીલાલ વલ્લભભાઈ રાધણપુર. ૧
,, ગોવરધનદાસ ધરમચંદ મોદી,, ૧
,, શેઠ ઘેલચંદ મયાચંદ ,, ૧
,, શેઠ દલછાચંદ દીલાચંદ ,, ૧
,, કેશવલાલ ખીજલાલ સાંતલપુર,૧
,, મનસુખ બાપુજી ,, ૧
,, આખડ ચાંપશી પાનાચંદ રાધણપુર ,, ૧
,, ભટ રણછોડ શેવકરામ ,, ૧
,, ખુશાલદાસ લક્ષ્મીરામ ,, ૧

**(૩)રા.રા.દેવશંકર મોતીરાંમ બ્યાસ મારફત દેવગઢ.**

ર.ારા. દેવશંકર મોતીરાંમ બ્યાસ દેવગઢ બારીઆ ૧
,, વિદ્યારામ મનસુખરામ. ,, ૧

,, હરિવલ્લભ દામોદર વૈદ્ય ,, ૧
(૭) રા.રા. બાપુજી વિઠ્ઠલદાસ મારફત વડોદરા.
રા.રા.કૃષ્ણારામ રામનાથ શુકલ પાટણ. ૧
,, બાપુજીવિઠ્ઠલદાસ પટેલ વડોદરા ૧
,, માણેકલાલ ભુલાભાઈ ઠાકર કડી ૧
,, ગોવરધનદાસ ત્રીજભુખણ ભાઈ સોજીત્રા. ૧
,,ભોગીલાલદયાળજી ગાંધીવડોદરા ૧
,, ખુશીલાલ ભોગીલાલ ,, ૧
,,જેશંકર એચર ભટ ,, ૧
(૧૧) રા. ભીખાભાઈ ગોવિંદરામ મારફત મહુવા.
રા.રા.મૂલચંદ ત્રીકમમેહેતા મહુવા ૧
,, ભીખાભાઈ ગોવિંદરામ ,, ૧
,, લાલજી વીરખચંદ ઠક્કર કુંડલા ૧
,,વિઠ્ઠલદાસ પરમાનંદદાસ મહુવા ૧
,, નારણજી શ્યામજી ખોજા ,, ૧
,,વનમાળી અંદરજી પારેખ મહુવા ૧
,, કલ્યાણદાસ વિઠ્ઠલદાસ મુંબાઈ ૧
,,અમૃતલાલ દેવજી મહુવા ૧
,, નાનજી ભગવાન ,, ૧
,, કાનજી દામજી ખોજા ,, ૧
,, હરખજી વિ. હરીભાઈ ,, ૧
(૧૦)રા રા.ગોવરધનપ્રસાદ વહાલાભાઈ મારફત પોલાદ.
રા.રા. પરી. ગોવરધન પ્રસાદ વહાલા ભાઈ. ૮
,, ચુનિલાલ શંકરલાલ દેગા ૧
,, છોટાલાલ ચતુર્થી શાહુકાર ૧
(૧૦)રા.રા ઇચ્છાલાલ નંદલાલ દેશાઈ મારફત વાગરા.
રા.રા.સુખલાલ મુલજી દવે વાગરા ૧
,, પરસોતમદાસ ભગવાનદાસ ૧
,, નરભેરામ ૧
,, મગનલાલ રણછોડદાસ ૧
,, દલસુખરામ જમેતરામ ૧
,,ગુલાબરાય દામોદર દેશાઈ ૧
રા. નરભેરામ ગોકળ ભાઈ ૧
,, એચરલાલ જગન્નાથ ૧
,,મણીલાલ રતનલાલ દેશાઈ ૧
,, ભોગીલાલ પેહેલાભાઈ ૧
(૧૨)રા.રા. રામજી વિ. ઝીણા મારફત માણાવદર.
રા.રા.વેણીશંકર પરભાશંકર. ૧
,, રામજી વિ. ઝીણા પટેલ ૧
રા. રા. કાળિદાસ ઝિણા પટેલ ૧
,, જજમશંકર રમાશંકર ૧
,, ગાંગજી રામજી ક્ષત્રી ૧
,, કેશવલાલ ભવાનિશંકર ૧
,, જેસુખલાલ અમરજી ૧
,, શીવશંકર મોતીરામ ૧
,, દામોદર જીવા ૧
, ઝાલા કસલાજી વીસાજી ૧
,મી. દલસુખ વિ. હરીશંકર ૧
,, તાપીશંકર વિ. કેશવરામ ૧
(૧૧) રા. રા. વમળચંદ મુળચંદ માસ્તર મારફત વાગરા.
રા. રા. ડાહ્યાભાઈનારણજીસાચણ ૧
મીયાં હસનમહમદ વાગરા ૧
રા. રા. સંપતરામ વલ્લભરામ ૧
,, ગુલાબ રામદાસ ૧
,, વ્રજલાલ જમીયતરામ ૧
,, ભગવાનદાસ રણછોડદાસ ૧
,, ઉમિયાશંકર દુલભરામ ૧
,, દલપતરામ દામોદર ૧
,, રામચંદ્ર ગણપતરામ ૧.
,, જીવાભાઈ એચરભાઈ ૧
,, હરીનારાયણ સુરજરામ ૧
(૧૦) રા. રા. ભવાનજીભાઈ હરીદાસ મારફત ભુજ.
રા. રા. ભવાનજીભાઈહરીદાસમેતા ૫
,, ,, તાપીશંકર શિવદાસ ૧
,, ,, ભગવાનલાલ લધુભાઈ ૧
,, ,, લધુભાઈ જેરાજ ૧

,, ,, શ્રીકમદાસ ગોકળજી મેતા ૧
,, ,, વિસનજી શંકરજી જાની ૧

**(૮) રા. રા. છગનલાલ લલ્લુભાઈ મારફત વડોદરા.**

રા. રા. અંબાલાલ મોતીરામ જોશી૧
,, ,, રતિશ્વર વેણીરામ ભટ્ટ ૧
,, ,, ચુનિલાલ લલ્લુભાઈ શાહ ૧
,, ,, ચિન્તામણ ફરસુરામ ૧
,, ,, લલ્લુભાઈ જમનાદાસ ઝવેરી૧
,, ,, મગનલાલ કિશોરભાઈ શાહ ૧
,, ,, માણકલાલદોલાભાઈ નાણાવટ૧
,, ,, રણછોડજી છોટાલાલ મહેતા ૧

**(૮) પ્રિયમિત્ર મણીલાલ મોહનલાલ ઝવેરી મારફત ભરૂચ.**

રા. રા. અનોપરામ મિઠાલાલ ૨
,, ,, મણિલાલ મોહનલાલ ઝવરી ૧
શ્રી ભરૂચ જ્ઞાનોદય સભા ૧
રા. રા. નગીનલાલ ચુનિલાલ શ્રોફ ૧
,, ,, ઇચ્છાલાલ અમરતલાલસુરતી૧
,, ,, છોટાલાલરણછોડદાસમજમુન્દાર૧
,, ,, શીવલાલ બાપુજી પારડી ૧

**(૭) રા. રા. મગનલાલ કાળિદાસ મારફત ચાણસમા**

રા. રા. મગનલાલ કાળિદાસ ૧
,, ,, ફરણાશંકર કુંવરજી ૧
,, ,, કેશવલાલ ગીરધરલાલ ૧
,, ,, અમૃતરાવ નૃસિંહ ૧
,, ,, જગજીવન હરીભાઈ ૧
,, ,, રામચન્દ્ર કેશવરાય ૧
,, ,, ગણપતરામ કારકુન ૧

**(૬) રા. રા. ગોવિંદ વિ. નાનજી મારફત જુનાગઢ.**

રા. રા. ગોવિંદજી વિ. નાનજી બુક-સેલર ૨
,, ,, હરીપ્રસાદવિ.લક્ષ્મિશંકરમુનશી૧
,, ,, પ્રભુદાસ ગોકળદાસ ૧
શ્રી સ્વધર્મ શોધક સભા ૧
રા. રા. ભાણશંકર રણછોડજી ૧

**(૫) રા. રા. ગોવરધન વિ. પ્રભુજી મારફત ભુજ.**

રા. રા. ગોવરધન વિ. પ્રભુજી ૧
,, ,, લક્ષ્મીદાસ હરજીવન ૧
,, ,, ગોવિંદજી લક્ષ્મીરાય ૧
,, ,, પરસોતમ મૂળજી ૧
,, ,, ગોવિંદજી રામજી ૧

**(૫) રા. રા. બિહારીલાલ હીરાલાલ મારફત. કડી**

રા.રા. રામલાલ મથુરાંલાલ મજમુ.૧
,, ,, પરભુલાલ માણકલાલ ૧
,, ,, શીવશંકર કીરપાશંકર ૧
,, ,, બીહારીલાલ હીરાલાલ ૧
,, ,, મથુર ગણેશ શાહ ૧

**(૮) માલવણથી.**

રાણાશ્રી દેવીસિંહજી હરીસિંહજી ૧
,, ચંદ્રસિંહજી હરીસિંહજી ૧
,, રઘુનાથસિંહજી વજેસિંહજી ૧
,, જાલમસિંહજી વજેસિંહજી ૧
રા. પંડ્યા આત્મારામ પ્રાગજી ૧
રા. રા. જાની પીતાંબર જગજીવન૧
જાની અંબારામ મેઘજી ૧
સોની નથુ ભગવાન ૧

**(૭) રા. રા. શામળદાસ હરજીવનદાસ મારફત વડાલી સંસ્થાનઈડર**

રા.રા. શામળદાસ હરજીવનદાસ ૧
,, ,, નારણરાવ ઘોંડુજીરાવ ૧
,, ,, બાદર ઝવેરચંદ ૧
,, ,, દોશી માધવજી ૧
,, ,, હીરાલાલ છોગાલાલ ૧
,, ,, પ્રભાકર વિનાયકરાવ ૧
,, ,, સરૂપચંદ અમરદાસ ૧

**(૬) રા, રા. ચતુર્ભુજ જીવણભાઈ મારફત. ભુજ**

રા.રા. ચતુર્ભુજ જીવણભાઈ ૧
,, ,, માણકભાઈ ઇચ્છારામ ૧
,, ,, રેવાશંકર વકીલ ૧
,, ,, વિઠલજી રાઘવજી ૧

,, ,, પુરૂષોત્તમ ઉધવજી ૧
,, ,, ભટ જીવરામ વાઘજી ૧
**(૫) રા. રા. રણછોડદાસ ભીમજી મારફત. મુંબાઈ**
શેઠ રણછોડદાસ ભીમજી ૧
રા. પરશોતમ વિ. જેઠા ૧
રા. જેરામ દામોદર ૧
રા. ઠક્કર રતનશી વિ. શામજી ૧
રા. ગવરીશંકર કુરણારામ ૧
**(૪) રા.રા.શંકરલાલ મારફતવઢવાણ**
રા.રા. કેશવજી મયારામ જોશી ૧
,, ,, મણિશંકર જટાશંકર ૧
,, ,, ભાઈશંકર કાળુભાઈ ૧
,, ,, બજુભાઈ વિ. પ્રભાશંકર ૧
**(૪) રા. રા. સુંદરજી બાવાભાઈ મારફત.** વાઢીયા કચ્છમાં
રા.રા. સુંદરજી બાવાભાઈ ૧
,, ,, જીવરામ ભગવાનજી ૧
,, ,, સવચંદ વિ. કરશનજી ૧
,, ,, મેતા માહાદેવ તેજશી ૧
**(૪) રા. રા. પરભુલાલ સખીદાસ મારફત.** પેટલાદ
રા.રા. પરભુલાલ સખીદાસ વકિલ ૧
,, ,, મોતીલાલ રામનાથ દેશાઈ ૧
,, ,, નંદલાલ પ્રભુલાલ દેશાઈ ૧
,, ,, મનસુખભાઈ જીજીભાઈ ૧
**(૪) રા.રા. જદુલાલ મોહનલાલ મારફત.** ભુજ
રા.રા. જદુલાલ મોહનલાલ ૧
,, ,, પ્રીતમલાલ ગંગારામ ૧
,, ,, દશરામ હરજી ૧
,, ,, ભીમજી સામજી ૧
માહારાણા કુમારશ્રી બળદેવજી વિ. નારાયણદેવજી ધરમપુર. ૨
રા.રા. ઠક્કર જીવનરામ ભગુભાઈ.. ૧
મહેમદાવાદ નેટીવજનરલ લાઇબ્રેરી ૧
રા.રા.મોતીલાલ ચુનિલાલ મેહેમદા. ૧
,, ,, જગજીવન હરીભાઈ ,, ૧

રા. રા. વકિલ દોલતરામ ટોકરશી ૨
ગોસાઈ નારણભારથી યસ્વંતભારથી ૧
રાવ બાહાદુર રણછોડલાલ છોટાલાલ અમદાવાદ ૨
રા.રા. છગનલાલ હરિલાલ પંડ્યા.,, ૧
રા. રાજારામરૂપરાંમ પુરોહિતઈડર. ૧
રા. મથુરાંપ્રસાદ નાગર અલહાબાદ. ૧
રા. નાથાભાઈ ગીરધરલાલ પીપલીયા. ૧
રા.રા.ગોપાળદાસ રણછોડલાલ ,, ૧
રા.રા હરીભાઈ ગોવનજી અસનાવાડ ૧
રા.રા.એતસીભાઈ આણંદજી સીથા ૧
,, ચુનિલાલ વનમાળી ,, ૧
,, છોટમલાલરૂઘનાથજી રાજુલા,, ૧
,, રહેમતુલા લખમશી ,, ૧
,, સુંદરજી વિરેશ્વર ભટ્ટ ગઢડા ૧
,, લલુભાઈ કાળીદાસ ઓઝા ,, ૧
,, શેઠ વીરચંદ દીપચંદ સોલાપુર ૨
રા.ઓળશી મોતીભાઈ અએરાજજી લાખણકા ૨
રા.રા.દયાશંકરશ્યામજીત્રિપાઠીઅંજાર ૧
,, કાશીરામ વિ.પુરૂષોતમ ,, ૧
,, ભીમભાઈ હરીભાઈ દેશાઈસુરત ૧
,, લલુભાઈ હરીભાઈ દેશાઈ ,, ૧
,, હરિશંકર જીવરાંમ કેશવણા. ૧
,, નહાલચંદ નાગરદાસ કટોસણા. ૧
,,માવજીવિસનજીજોશી કચ્છમંડળી ૧
,, હીરાલાલ મનસુખલાલ મુંબાઈ. ૧
,, કહાનજી માધવજી રંધાળા. ૧
,,ગણપતરામ બાપુજી ઉનાવા ૧
,,નનમહમદનુરમહમદ કચ્છઓબારી
,, ઉમીયાશંકર જાદવજી ૧
,, છોટાલાલ કુબેરજી ભાવનગર ૧
,, નારણશંકર દેવશંકર સુરત ૧
,, કાળિદાસ નારણદાસ ઈંટોલા. ૧
,, રવિશંકર જદુરામ રાંદેર. ૧
,, લલુભાઈ કુંવરજી ,, ૧
,, વોરા એતશી આણંદજી. ૧
,, રાજારામ કૃષ્ણારામ માંડવી, ૧

